# પ્લેગના તાત્કાળીક ઉપાય

કે

## દરદીની સારી સારવાર.

---

છપાવી પ્રસિદ્ધ કર્તા


વૈદ્યશાસ્ત્રી રવિશંકર મોતીરામ.

પીંઢારીઆ વાડા—મુ. પાટણ.

ઈન્ડીયન આયુર્વેદીક ફાર્મસી બ્રાન્ચ અમદાવાદ.

ઠે. રાયપુર પીંપરડીની પોળ.


---


આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.


---

એજન્ટોની જરૂર છે.



---


સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.


---

કિં. રૂ. ૦—૧—૦

# પ્રસ્તાવના.

આ પ્લેગના તાત્કાળીક ઉપાય લખવાની મને જરૂર કેમ પડી કે આ વખતમાં આ કાળરૂપી પ્લેગથી આખું કુટુંબ, ઘર, ગામ ઉજ્જડ થઈ જાય છે. તો તેના કોઇ પણ ઉપાય કરવા તથા સાવચેતી રાખવા આપણે તદ્દન અજ્ઞાત છીએ, અને પ્લેગ લાગુ થતાંજ ગભરાઇ જઇએ છીએ. કારણ કે આ દરદમાંથી ભાગ્યેજ કોઇ બચી શકે છે. તેમ છતાં તે દરદમાંથી તાત્કાળીક બચવા માટે તેનાથી જાણીતા થવા આપણને કંઇ પણ સાધન મળી શકતું નથી તો આ પ્રયાસ ખાસ વહાલા બન્ધુઓના લાભની ખાતર જાહેરમાં મુકું છું. હું પોતે જ આ પ્લેગના દરદનો સારો જ્ઞાતા છું તેમ માનશો નહિ, પરંતુ પ્રભુ કૃપાથી મારૂં યદ્દકિંચિત્ જ્ઞાન તે પણ આયુર્વેદ દ્વારા તથા કેટલાંક પુસ્તકો—પેપરો તેમ વૈદ્ય કલ્પતરૂ માસિક આપણને જ્ઞાતા થવા સર્વોતમ સાધન છે. આમાં પણ કેટલીક હકીકત તેમાંથી વાંચેલી લીધી છે. તો હું ભૂલીશ નહિ કે તેના પ્રકાશક મુરબ્બી જટાશંકર કાકાનો વારંવાર ઉપકાર માનીશ. મનુષ્ય જન્મથી જ વિદ્વાન નથી પરંતુ વાંચવાથી જ વિદ્વાન થાય છે ને તે પોતે મેળવેલો સાર બંધુઓની સેવામાં મુકી શકાય છે. કેટલાક જાણી પોતાની પાસે રાખે છે કે રખે ને બીજા જાણી જાય, પણ તે ભુલ છે. પોતાના અનુભવ જાહેરમાં મુકવાથી કદર થાય છે ને ખામી સુધરે છે તેમ એક બીજાને લાભ થાય છે. પ્રથમ આપણા ઋષિ મુનિયોના ધર્મ જુવો કે ભણવું ને ભણાવવું. માટે વિદ્વાન બન્ધુઓ આ નાનકડા પુસ્તકમાં કંઇ ભૂલ-ચૂક હોય તો તે સુધારી વાંચવા તસ્દી લેશો તથા પોતાના જાતિ

અનુભવ આ પ્લેગના વિષયનું સંપૂર્ણ જ્ઞાન લખી મોકલાવશો. ગૃહસ્થો ને આગેવાનબન્ધુઓ બીજાં મોટાં ખર્ચ નહિ કરતાં આવા ભાઇઓના જાહેર લાભ માટે આવું જુજ ખર્ચ માથે લઇ આવી બુક ઘેરે ઘેર વહેંચાવે તો શું ઓછી સેવા છે? આ બુકની જે કિંમત રાખી છે તે માત્ર મોંઘવારીને લીધે કાગળ ને છપામણુ જેટલીજ રાખી છે.

આ વિષયની સાથે આપણી શાસ્ત્રસિદ્ધ આયુર્વેદિય ઓષધોનું પ્રાઇસ લીષ્ટ આપ્યું છે. આજકાલ જાહેર ખબરોના ધાંધલથી પવિત્ર દેશી દવાઓ ઉપર અવિશ્વાસ થએલો હોવાથી અમોએ ખાસ પરિશ્રમ વેઠી બહોળો અનુભવ મેળવી બન્ધુઓની સેવા હિતાર્થે કેટલીક દવા-ઓ મોટા જથામાં તૈયાર કરેલી છે તો સદ્‌ગૃહસ્થ બન્ધુઓ લાભ લેવા ચુકશે નહિ જ.

પાટણ.
તા. ૨-૧૨-૧૭.

લી. આપનો શુભેચ્છક
વૈદ્ય રવિશંકર મોતીરામ.

# આરોગ્ય માળા.



આ માળાનો નિત્ય શ્રદ્ધાથી પ્રેમપૂર્વક પાઠ થાય તો આરોગ્ય, આયુષ્ય, આનંદ, આબરૂ, ધનધાન્ય ને ઉત્તમ પુત્ર-પરિવારની પ્રાપ્તિ થાય છે.

૧ આત્મા જે બંધ મોક્ષની વાતો કરીએ છીએ તે તન-મનને અવલંબીને છે.

૨ શરીરશુદ્ધિ ને મનશુદ્ધિ એ આત્મોન્નતિનું મુખ્ય સાધન છે.

૩ દરદો અને શારીરિક ગુન્હાની શિક્ષા છે તે શિક્ષા ગુન્હો કરનારના શરીરને જ થાય છે.

૪ અનીતિ માટે દંડ, કેદ કે ફાંસી, શારીરિક ગુન્હા માટે દરદ, પથારી કે મૃત્યુ છે.

૫ તમામ દરદો એ આપણે કે આપણાં માબાપોએ કરેલી ભુલોનાં કડવાં ફળ છે.

૬ રોગી, અને દુરાચારી માબાપો, એ નિરોગી, સદાચારી બચ્ચાંને આપવાને નાલાયક છે.

૭ બ્રહ્મચર્ય જે શરીરરૂપી હવેલીનો પાયો છે તેને બાળલગ્ન ખેદાનમેદાન કરે છે.

૮ પંચકેસ રાખવા એ બ્રહ્મચર્ય નથી પરંતુ વીર્યનું રક્ષણ કરવું એ જ ખરૂં બ્રહ્મચર્ય છે.

૯ વીર્યની આવકજાવકનો હીસાબ નહિ રાખનારા વહેલું દેવાળું ફુંકે છે.

૧૦ આપણા બધા આચારો, આડંબર માટે નહિ પણ આરોગ્ય માટે જ પાળવાના છે.

૧૧ ઇંદ્રિયોને પડેલી આદતો તુરત છુટતી નથી માટે તેનાથી નિત્ય ચેતતા રહેવું.

૧૨ ટૉનીક ગોળીઓ ગુમાવેલી જુવાની પાછી લાવશે તે હવાઇ વિચારો છે.

૧૩ શરીર, મન અને આત્માની ઉન્નતિ માટે શુદ્ધ અને સાદા ભોજનની ખાસ જરૂર છે.

૧૪ તમારી હોજરીને નિયમીત ગોઠવો. શરીરનો આખો સંચો એ ચુલાને આધીન છે.

૧૫ યાદ રાખો કે લોહીના ને મગજના ઘણા વિકારો બગડેલી પાચનક્રિયાને લીધે જ છે.

૧૬ જમવાનો ઘંટ વાગે એ જમવાનું ખરૂં તેડું નથી. ક્ષુધાનો ઘંટ વાગે એ જ ખરૂં તેડું છે.

૧૭ ભોજનના ભાણાપર બેસતાં પ્રથમ તમારા પેટની સલાહ લેજો, જીભની સલાહ નકામી છે.

૧૮ નિત્ય યાદ રાખો કે મળમૂત્રાદિક કુદરતી વેગોને અટકાવવાથી અનેક દરદો થાય છે.

૧૯ યાદ રાખો કે હવા, શુદ્ધ પાણી અને સ્વચ્છતા એ જ આપણાં જીવન છે.

૨૦ શરીરની સર્વ ગટરોને નિત્ય સ્વચ્છ રાખવી એ તન્દુરસ્તીની પહેલી ચાવી છે.

૨૧ રસોડામાં લખી રાખો કે માપીને તથા ચાવીને ખાવું એ તન્દુરસ્તીની બીજી ચાવી છે.

૨૨ વળી લખી રાખો કે સાદો અને સાત્વિક ખોરાક ખાવો એ આરોગ્યતાની સર્વોત્તમ ચાવી છે.

# પ્લેગના તાત્કાલીક ઉપાય.

કર્તા પ્રભુ છે. સૌ સૌનાં કર્મ પ્રમાણે ફળ ભોગવવાં પડે છે પરંતુ બનતા ઉપાય કરવા.

ગામમાં કે ઘરમાં કોઇને પ્લેગનું દરદ લાગુ પડે તો જરાપણ ગફલતમાં નહિ રહેતાં, તાત્કાલીક ઉપાય કરવા. પ્લેગની રૂતુમાં સાદો તાવ આવે તો પણ પ્લેગના તાવની શંકા કરીને પ્લેગના જ ઉપાયો શરૂ કરી દેવા. કારણ એ કે તે રોગ હૃદયની શક્તિને ક્ષીણ કરી નાંખે છે, માટે હૃદયની શક્તિ ઘટાડે તેવી એક પણ દવા નહિ લેતાં હૃદયની શકિતને બળ આપે તેવી દવાઓ લેવી. સખ્ત જુલાબ લેવો નહિ, શરીરમાં તાવ ભર્યો હોય તે ખરાબ સમજી બહુ પરસેવો લાવનારી દવાઓ લેવી નહિ. દરદીને પૂર્ણ શાન્તિ આપવી. શક્તિ કાયમ રહે ને શરીરમાં લોહી ફરવાની ક્રિયા ઠીક ચાલે તેવી વ્યવસ્થા કરવી. ૧ પ્લેગની રૂતુ ચાલતી હોય ત્યારે ઘરમાં કડવા લીમડાનાં પાનની કે લોબાન, ગુગળ કે ગંધકની ધુણી અથવા ધુપ કરવો. ૨ સ્થળ ત્યાગ—પ્લેગની હવાવાળું ઘર, ગામ કે પ્રાંત છોડીને દુર સારી હવામાં જઇને રહેવું. ૩ ઇનોકયુલેશન—રસી મુકાવવી. ૪ પ્લેગના સમયમાં જંતુનાશક ઔષધો ખાવાં, જેવાં કે ગંધક રસાયણ, વિડંગ તન્દુલ ચૂર્ણ (વાવડીંગનું ચૂર્ણ) કૃમી કુઠાર રસ, પરંતુ બધાથી સર્વોત્તમ ગંધક રસાયણ કે દિવ્ય ગંધક છે. તે રોજ સુતી વખતે કે પ્રાતઃકાળમાં એક વાલ ગંધક રસાયણમાં થોડી સાકર મેળવી તે ગરમ દુધ સાથે પીવું. આ ગંધક રસાયણ શરીરનું અંદ-

---

રનું બગડેલું લોહી તથા દુષિત જંતુનો નિકાલ કરે છે પણ નાના પ્રમાણમાં આપી શકાય. વિદેશી ઉપાયોમાં ટીંચર આયોડાઇન રેક્ટીફાઇડ ઘણું અસરકારક માલુમ પડેલું છે. ૧ ઔંસ (અધોળ) પાણીમાં બે ટીપાં મેળવી સવારમાં પાવું ને ગાંઠ ઉપર કે સોજા ઉપર રૂના પુંમડાથી ચોપડવું. કપુરનો અર્ક તેમ ગજ્જરનું જર્મીસાઇડ પણ ફાયદાકારક છે, અગર આ ગોળી બનાવી દિવસમાં એકેક લેવાથી પ્લેગ થવાનો ઓછો સંભવ છે માટે ઘણી સારી છે.

૧ અફીણ ગ્રેન ૧૦, કિવનાઇન ગ્રેન ૬૦, ઇપીકયાક ગ્રેન ૧૦, આર્સેનીક એસીડ ગ્રેન ૧, આ દરેક વસ્તુઓ લીંબુના રસમાં સારી ખરલ કરી ૬૦ ગોળીઓ બનાવી એક એક લેવી.

ગરીબ લોકો માટે તાત્કાલીક બીજું કાંઇ સાધન નહિ મળે તો આ એક સાદી ફાકી બનાવી લેવી.

વાવડીંગ ૧ રૂ. ભાર, કડુ ૧ રૂ. ભાર, કડાની મીંજ (કાચકા) ૧ રૂ. ભાર, કીરમાણી અજમો ૦ાા રૂ. ભાર, શુદ્ધ ગંધક ૧ રૂ. ભાર, તુળસીનાં પાન ૧ રૂ. ભાર, લીંમડાનાં પાન ૧ રૂ. ભાર, કાળાં મરી ૧ રૂ. ભાર; ઉપરની દરેક વસ્તુઓ ખાંડી વસ્ત્રમાં ગાળી શીશામાં ભરી રાખી દરરોજ સવાર સાંજ જમતા પહેલાં દર ટાઇમમાં તો. ૦ા લેવી. પાણી સાથે બચ્ચાંને વય પ્રમાણે પ્રમાણ અડધું આપવું, અથવા આ ગોળી બનાવી લેવી. લીંમડાનાં પાન તો. ૧, તુળસીનાં પાન તો. ૧, વાવડીંગ તો. ૧, મરી તો. ૧, દ્રાક્ષ તો. ૧, ગંધક તો. ૧, લસણ તો. ૧, તેને લીંબુના રસમાં ઘુંટી ગોળી બેઆનાની ભારની વાળી લેવી. અગર મહાસુદર્શન ચૂર્ણ તો. ૦ા દર

ટાઇમમાં ખાવું. દિવ્ય ગંધક કે ગંધકવટી ગોળી ખાવી. પ્લેગની ગાંઠ ઉપર ખાટખટુમડાની ગાંઠ પાણીમાં ઘસી દિવસમાં ત્રણ ચાર વખત ચોપડવી સારી છે.

૬. ગાંઠ ઉપર જલદ ટીંચર આયોડાઇન કે આકડાનું દુધ કે ભીલામું એવા જલદ ઉપાયો કરવા નહિ. ગાંઠ પાક્યા વિના કાપવી નહિ. બહુ જલદ સેક પણ કરવો નહિ કેમકે આવા જલદ ઉપાયોથી ગાંઠ સુજીને ઉલટો ત્રાસ થાય છે. ૭. તાવ ૧૦૩ ડીગ્રી ઉપર વધે ત્યારેજ તાવ કમી કરવાના ઉપાય કરવા. માથા ઉપર બરફ કે કૉલનવૉટર મુકવું, પાછળ બરડાની કરોડના મંકોડા ઉપર ઠંડા પાણીનાં પોતાં ઘસવાં ને હૃદયની ક્રિયા મંદ ના પડે માટે ગરમ પાણીમાં થોડું મીઠું નાખીને તે પાણી વારંવાર સેજ સેજ પાવું. ૮. દારૂ કે બ્રાન્ડીનો ઉપયોગ સહસા કરવો નહિ, કેટલાક તેની સલાહ આપે છે, પરન્તુ ચાલતાં સુધી ઉપયોગ ના કરવો, પણ હૃદય મંદ કે બંધ પડવા લાગે તો થોડો થોડો પાવો અગર દ્રાક્ષાસવ (જુનો સારો) પાવો. દ્રાક્ષાસવ હૃદયને જોર આપે છે તેથી પ્રથમ બ્રાન્ડી કરતાં આ વાપરવો સારો છે. અમારે ત્યાં જુનો દ્રાક્ષાસવ મળે છે. હાથ પગ ઠંડા પડવા લાગે તો ઉંના પાણીની બાટલી કે રબરની થેલી ફેરવીને ગરમી લાવવી કે ગરમ પાણીમાં રાઇનો ભુકો નાખી હાથપગ બોળવા તેથી પણ ગરમી આવશે. શ્વાસ વધે, શ્વાસોશ્વાસની સંખ્યા ૩૦ ઉપર જવા માંડે તો છાતી ઉપર અળસીની પોટીસ મારી સેક કરવો અગર ટરપેન્ટાઇન ચોળવું. ખાંસી થાય તો દ્રાક્ષાસવ પાવો, દસ્ત બંધ થાય કે મળાવરોધ થાય તો અજીર્ણાંકુશ ચૂર્ણ, મોટી હરડેદળ, હિંગાષ્ટકચૂર્ણ, સાજીનાં ફુલ (સોડા) ત્રણે સમાન ભાગે બારીક ફાકી

---

તો. ૦ ના પ્રમાણુથી ગોળના પાણી સાથે લેવી. ઉલટી થતી હોય ને તે બંધ પડતી ના હોય તો બરફ ચુસાડવો અગર દુધમાં સાજીનાં ફુલ ( સોડા ) નાખીને પાવો. પ્રવાળભસ્મ મધમાં ચટાડવી. લીંબુની ચીરીમાં હિંકામાળી તથા મરી ભરી ચુસાડવું. મોરના પીંછાની રાખોડી મધમાં ચટાડવી. લોબાનનાં ફુલ કે લોબાનની ધુણીનું પાણી પાવું. રેશંમ બાળી પાવું, પેટ બગડે તો દુધ બંધ કરવું, ફક્ત ચોખાની કાંજી કે સાબુ દાણાની કાંજી આપવી. ઝાડો થઇ જાય તો જાયફળ, જાવંત્રી, કાથો, શુદ્ધ ભાંગ વિગેરે એક એક વાલ આપવું. કડાછાલનો ઉકાળો એક રૂપીઆભાર પાવો, ડાંગરની ધાણીનો કવાથ પાવો, મુખ સાફ રાખવું અને દાંત, હોઠ ઉપર લીંબુનો રસ ને મધ ચોપડવું. ગાંઠ ઉપર ટીંચર આયોડાઇન, બેલાડોના ચોપડવું ને સેક કરવો, અગર ધંતુરાનાં પાન બાફીને બાંધવાં કે ધંતુરાનો રસ, સાટોડીનું મુળ ને સુંઠ ઘસીને ચોપડવું. કોઇ સ્થળે બેલાડો ના મળે તો ધંતુરાનાં પાન વાટી લુગદી બનાવી તેમાં અફીણ મેળવી ગરમ કરી લુગદી બાંધવી અથવા ચુનો, ગોળ, ખારો, હળદર પાણીમાં કાલવી ચોપડવું તથા અળસીની પોટીસનો સેક કરવો. શરીરે પરસેવો ઘણો વળે તો તેને રોકવા છાણાની રાખોડી ચોળવી અગર અળસીને વાટી બારીક ભુકો શરીરે ચોળવો કે અજમો વાટીને ચોળવો. પેસાબ બગડે અથવા વાયુ મારે તો આજુબાજુના દરેક શરીરના ભાગ ઉપર કે વાંસા ઉપર ટરપેન્ટાઇન કે તેલ ચોળી સેક કરવો ને રેવંચીનો શીરો પાણીમાં ગરમ કરી ચોપડવો. પાણીની ધક ( શોષ ) બહુ પડે તો પાણી ઉકાળી, ઠારી ઝામેલું પાણી પાવું અથવા બરફ ચુસાડવો, અથવા સોડા આપવો. તુળસીનો ચા કે કોફી પાવી અડચણ નથી. અમારી આરોગ્યતાની

ચા, કોફી પાની તે ઘણી સારી છે. આ દરદ માટે અજ્ઞાન કે લેભાગુ વૈદ્ય કે ડૉકટરના ઉપચાર કરવા નહિ. સારા વૈદ્ય કે ડૉકટર ઉપર સંપૂર્ણ આસ્થા રાખી ઉપાય કરવા. વારંવાર બદલવા કરતાં સારા એકને હાથથી જ ઉપાય કરવા. ઘર આગળ નહિ બની શકે તો હોસ્પીટલમાં લઇ જવો, ત્યાં સારી સારવાર થશે. આ ઉપરના દરેક ઉપાયો હિંમતથી, ખંતથી અનુભવીના હાથથી થશે તો ઘણાખરાનો આ પ્લેગરૂપી કાળમાંથી બચાવ થશે. આમાંના કેટલાક ઉપાય અનુભવી છે તેથી મારો આ વેઠેલો શ્રમ હું ઘણો જ સાફલ્ય માનીશ. શુભંભવતુ તથાસ્તુ.

**પ્લેગ થવાનાં કારણો** એ છે કે એક પ્રકારના જંતુથી આ ઉત્પન્ન થાય છે એવો પાશ્ચિમાત્ય વૈદ્દનો મત છે. એ જંતુ અર્ધગોળ હોય છે, એ જંતુ એક બીજાને વળગી રહે છે ને તે એક બીજાના સ્પર્શાસ્પર્શથી આ રોગ લાગુ પડે છે. શરીરની અંદર રસગ્રંથીઓમાં દાહ થાય છે. કેટલાક માણસોને ફેફસામાં દાહ થાય છે. આ જંતુ આખા શરીરના લોહીમાં પ્રસરીને બધા શરીરના લોહીને બગાડે છે, આ પ્લેગ કેટલાંક પ્રાણીને જેવાં કે ઉંદરો, ખીસકોલી, બિલાડાં વિગેરેને પણ લાગુ થાય છે. પ્રથમ ઘરની હવા બગડતાં જ ઉંદરો પડે છે. બાદ તેવી ખરાબ હવામાં રહેનારને તેના જંતુ ચાંચડ પ્લેગ દુષિત વિગેરેથી લાગુ પડે છે. આપણા લોકોની ખરાબ કુટેવ જ છે કે પોતાના ઘરમાં ઉંદરો પડે છે તે લોકોના જાણવામાં ન આવે તેમ પોળ બહાર કે રસ્તા વચ્ચે ફેંકી દે છે પરંતુ તેમ કરવાથી તેના ખરાબ જંતુ આખા ગામમાં ફેલાય છે માટે તેમ ન કરતાં મુવેલા ઉંદરને ગ્યાસતેલ છાંટી

છાણામાં બાળી દેવો જોઇએ, અગર મ્યુનીસીપાલીટીએ કરેલી સગવડતા પ્રમાણે માટલીમાં ઘાલી મોંઢું બાંધી ઢેડીયાઓને આપી દેવો, ને પોતાના મકાનને ચુનાથી ધોળાવી ( ડીસઇન્ફેક્ટ ) કરાવવું. ડીસેઇન્ફેક્ટ કરાવવામાં પેસ્ટેરાઇન, ક્રુડઓઇલ, ઘ્યાસતેલ વિગેરે ઘણાં ઉપયોગી છે ને પ્લેગ દુષિત હવાવાળા મકાનનાં બારીબારણાં ઓછામાં ઓછા બે માસ સુધી ખુલ્લાં મુકવાં. છાપરાનાં નળીયાં ઉકેલી નાખવાં, રોગીનાં કપડાં બાળી દેવાં કે ફિનાઇલ કે ગરમ પાણીમાં બાફી દેવાં ને ખુબ તપાવવાં ને તે ઘરમાં લીમડાનાં પાન, ગંધક ને ગુગળનો ધુપ કરવો. બ્રાહ્મણોએ ઘી ને ભાતથી અગ્નિમાં વૈશ્વદેવ કરવો. પ્લેગ દુષિત ઉંદરો પડે તે મકાનમાં બિલકુલ દાખલ થવું નહિ. ખુલ્લી હવામાં રહેવું. જે મકાનમાં પુષ્કળ અજવાળું, ખુલ્લી હવા, સ્વચ્છતા હોય ત્યાં પ્લેગના જંતુ હોતા નથી ને પ્લેગ દાખલ થવા સંભવ ઓછો રહે છે. રાત્રે નાની જગ્યામાં ઝાઝા માણસોએ સુવું નહિ છતાં સુવું તો બારીબારણાં ખુલ્લાં મુકી સુવું.

શરીરમાં પ્લેગના જંતુ દાખલ થવાના ત્રણ માર્ગ છેઃ—૧. શ્વાસોશ્વાસ દ્વારથી તેમ નાકની વાસ માર્ફત જંતુ શ્વાસમાં જાય છે તેથી ફેફસાંમાં દાહ થાય છે. બીજો માર્ગ ગળુ, ગળામાં ગાંઠ થાય તો સમજવું કે ગળામાં જંતુ દાખલ થયા છે. ત્રીજો માર્ગ શરીરની ચામડી, પ્લેગના જંતુ દાખલ થવાને મચ્છર, ચાંચડ, માંકણ, કરડવાથી, ખણવાથી ચામડીમાં છિદ્રો પડે તે દ્વારે અગર ચાંદાં, ચાંદી, ઘારાં દ્વારા જંતુ લોહીમાં દાખલ થાય છે, શરીરમાં પ્લેગના જંતુ દાખલ થયા પછી તે જંતુ બે કલાકથી તે દસ દિવસ સુધીમાં તેનો

---

અમલ થાય છે. એટલે ત્રણથી પાંચ દિવસમાં જ બગલ, ગરદન, જાંગ એ સ્થળોની રસ ગ્રંથીઓમાં દાહ તથા સોજો થાય છે ને પ્લેગના જંતુ ત્યાં જ એકત્ર થાય છે.

પ્લેગના ચાર પ્રકાર છેઃ—૧. સાર્વદેહિક પ્લેગ. ૨. ફુફ્ફુસ-દાહયુક્ત પ્લેગ, ૩. સાદો પ્લેગ, ૪. ગ્રંથીયુક્ત પ્લેગ. સાર્વદેહિક પ્લેગનો જલ્દી અમલ થાય છે. એટલે દરદીને પ્રથમ તાવ ભરાય છે, જીવનશક્તિ ઘટી જઇ દરદી એકદમ નંખાઇ જાય છે. તાવ ૧૦૬ ડીગ્રી ચઢે છે ને ૯૬ ડીગ્રી ઉતરે છે. નાકથી અને મોં-મોંથી લોહી પડે ને તુરત જ મરણ પામે છે.

**ફુફ્ફુસ પ્લેગ**—પ્રથમ ટાઢ વાઇ તાવ આવે, ચક્કર આવે, માથું બહુ દુખે, હાથ પગ ચુંથાય, તાવ ધીમો પડે, ખાંસી ચઢે, થુંકમાં જંતુ આવે, પરંતુ ધ્યાનમાં રાખવું કે દરદીનું થુંક કાર્બોલીક એસિડના પાણીમાં નાંખવું. નહિ તો આવી ગફલતથી એકજ ઘરમાં ઘણા કેસ થાય છે.

**સાદો પ્લેગ**—પહેલો સાધારણ તાવ આવી કમી જાસ્તી થાય છે ને મોં આંખ્યો લાલ થાય છે, બકે છે, ને સાથળ—બગલ—ડોક કે કોઇ પણ સાંધામાં ગાંઠ નીકળે છે. તે ગાંઠ એની મેળે બેસી જાય છે અગર ફુટે છે. પરંતુ આ પ્લેગથી વિશેષ બચતા નથી.

**ગ્રંથીવાળો પ્લેગ**—તાવ એકદમ ચઢે છે. માથું ચઢવું, ઉલટી થવી કે ઝાડો થઇ જવો. ચક્કર, બેશુદ્ધિ, જીભ તોતડાવવી, સાંધાઓમાં વેદના થવી ને દાહયુક્ત ગાંઠ નીકળવી, મીનીટમાં ૩૦ થી ૪૦ શ્વાસ ચાલવા, જીભ ઉપર છારી વળવી, જીભ કોરી પડે,

**વૈદ્યશાસ્ત્રી રવિશંકર મોતીરામ—પાટણ.**

મોં કાળાશ પકડે છે અને ફિક્કું પડે છે. સોજાથી ને દાહથી ગાંઠ ક્યાં છે તે દરદી પણ સમજી શકતો નથી માટે બરોબર તપાસ કરીને ઉપાય કરવા.

આ દરદ ઘણુંજ ખરાબ છે ને તેમાંથી દરદી ભાગ્યેજ બચે છે. પરંતુ ઇશ્વરી ગતિનું આ પ્લેગનું દરદ ગર્ભિણી સ્ત્રી અને જુવાન માણસને જલદી લાગુ થાય છે. વૃધ્ધોને તાત્કાલિક લાગુ થતું નથી. માટે પ્લેગની રૂતુમાં ઘણુંજ ચેતતા રહેવું એ વિશેષ સલામતી ભરેલું છે. આ પ્લેગના દરદી માટે અમારૂં ફાઇન ફિવર મીક્ષ્ચર તાવ માટે સારૂં છે, તથા પ્લેગહર ગોળી તથા ગંધકવટી વાપરવી તે ઘણીજ સારી છે. સાજા માણસોએ પણ ચાલુ વાપરવી તેથી ફાયદો છે.

**પ્લેગના રોગ માટે**—પપીતા નામના વનસ્પતિ સારી છે, તેને કેટલાક હાથે બાંધે છે, તેમ ઘસીને પીવાનો ઉપયોગ થતો હશે.

**વૈદ્યશાસ્ત્રી રવિશંકર મોતીરામ—પાટણ.**

**તમે તમારા વિશ્વાસુ વૈદ્ય કે ડૉકટરથી થાકયા હો, તમારી સઘળી શ્રીમંતાઈ નિષ્ફળ નિવડી હોય તો જ આ રામબાણ ઉપાયની જરૂર ખાત્રી કરો.**

## ધાતુ, ક્ષય, સંગ્રહણી (ઝાડાના રોગનું) દવાખાનું.

હજારો દરદી મરણ પથારીમાંથી સારા થાય છે એજ મોટો પુરાવો. પાતળા પાણી જેવા ઝાડા, મરડો, તાવ, ખાટી કડવી ઉલટી, અમ્લપિત્ત, મુંબાઇ કે દેશાવરનું પાણી લાગેલું, લોહી, માંસ, ધાતુઓ ક્ષીણ થઇ હાડપીંજર બનેલા, દરેક રસ્તેથી થાકેલા, નિરાશ બનેલા ને પ્રભુ કૃપાથી કેવળ દુધ કે છાસ પર રાખી અહિંજ સારા કર્યાનાં સેંકડોનાં સર્ટિફીકેટ મળ્યાં છે. ભયંકર દરદોમાંથી બચવું હોય તો આજેજ લખો:—

ગૃહસ્થના માટે પંદર દિવસની દવાના રૂ. ૧૦, સામાન્ય માટે પંદર દિવસની દવાના રૂ. ૫ અગાઉથી લેવાશે. સલાહ મફત મળશે.

### અમારે ત્યાંથી સુધરેલા દરદીના પુરાવા તથા સર્ટિફીકેટ.

**૧ પરીખ કાનજી માધવજી રહીશ પાટણ**—હું ઘણા ઉમંગથી જણાવું છું કે આપે મારી જીંદગી નવીનજ આપી છે. મને લાંબા વખતથી ભયંકર સંગ્રહણી તથા અસાધ્ય ક્ષયનો રોગ હતો. મારો દેહ આખર સ્થિતીએ થએલો, આશા પણ નહોતી. હું ઘણા વખત સુધી સજ્જન ડોકટરો તથા વૈદોની દવાઓ કરી પુષ્કળ ખર્ચ કરી કંટાળ્યો હતો. તે હું તા. ૧૯-૧૧-૧૪ ના રોજ આપની પાસે આવ્યો તો આપે મને અમુલ્ય દવા આપી મને દુધ ઉપર રાખીને

---

મારો નહિ મટે તેવો રોગ મેં માસ ૧ દવા ખાધી તેથી જ મારા ભયંકર રોગ મટયા છે, ને આપે મને નવો જન્મ આપ્યો છે. તેથી હું આપનો જીંદગીનો આભારી છું તે ઉપકાર ભુલીશ નહિ. સર્વ ભાઇઓને પણ જણાવું છું કે મારી રૂબરૂમાં સેંકડો દરદી સારા થયા છે. જો ભયંકર મોતમાંથી બચવું હોય તો આએ વૈદ્યરાજનો લાભ લેશો.

૨ **પટેલ જોઈતારામ જીવરાજ રહીશ પાટણ**—મને પણ દેશાવરનું પાણી લાગેલું, ને ક્ષય તથા સંગ્રહણી અને ગળતીનો ભયંકર રોગ થયેલો, હું અમદાવાદમાં ઘણા હોંશિયાર ડૉકટરોની દવાઓ લાંબા દિવસ સુધી કરીને કંટાળ્યો હતો અને મારૂં શરીર તદન લાસ થએલું જે આપની દવાથી તે રોગ મટયો છે તો હું આ જીંદગીનો આપનો આભારી છું.

૩ **પટેલ હાથીભાઇ શંકરભાઈ**—રહીશ વસો તા. પેટલાદ, પાટણ-મેલટ્રેનીંગ કૉલેજના સ્કૉલર—હું જણાવું કે મારી તબિયત સંગ્રહણીના રોગથી ઘણીજ ખરાબ થયેલી તે મટવાની આશા પણ નહોતી તે આપની અમુલ્ય દવાથી મારો રોગ થોડી મુદતમાં આપે ઘણી મહેનત લઇ મટાડયો છે તેથી હું આપનો આભારી છું.

૪ **મોહનભાઇ ત્રીકમભાઇ** મુ. ભાન્ડુ તા. વિસનગર—હું મુંબાઇ ગયેલો, તેથી મને પાણી લાગી, સખ્ત માંદગી થયેલી. ઘણા ડૉકટરોની દવાઓ લીધી છતાં, મારી માંદગી મટવાની આશા નહોતી. તે આપની દવાના સેવનથી તુરત આરામ થઇ ગયો છે. આપની દવાનો ચમત્કાર જોઇ નવાઇ ઉપજેલી છે. અને આપની દવા ખાસ વિશ્વાસથી સેવન કરવા જેવી છે.

---

૫ **શા. મોહનલાલ જીવાચંદ** રહીશ પાટણ, ધંધો મુંબાઈમાં, વહેપાર, વિનંતી કે, અમારા ઘરમાંથી બૈરાંને સંગ્રહણી તથા મુંબઈનું પાણી લાગેલું તે લાંબા વખતથી બચી શકવાની પણ આશા નહોતી તે દરદ માટે મુંબાઇમાં તથા પાટણમાં કેટલાક વૈદ્યો તથા ડૉક્ટરોની દવાઓ કરી છતાં કંઈ પણ ફાયદો થયો નહિ. છેવટ તમારી પાસે આવ્યાથી તા. ૪-૧-૧૭ ના રોજ તમારી દવા કર્યાથી એકદમ તબિયત સુધરી ગઇ છે, અને તમો મને ના મળ્યા હોત તો અમારાં બૈરાં બચવાં તે મુસ્કેલ હતું.

બીજાં કેટલાંક છે પણ સ્થળ સંકોચ હોવાથી લીધાં નથી.

---

# श्री ईन्डीयन आयुर्वेदिक फार्मसी

## શાસ્ત્રોકત તથા અનુભવસિધ્ધ દવાઓની રસ શાળામાં બનતાં લોકપ્રીય ઔષધોનું પ્રાઇસ લિષ્ટ

| ધાતુઓની ભસ્મો | રોગ | કિંમત તોલા ૧ ની રૂ. આ. પા. |
|---|---|---|
| **અભ્રકભસ્મ**—( પાંચસો પુટી ) | ક્ષય, શ્વાસ, ખાંસી, ધાતુ ક્ષીણ, અશક્તિ, આ ભસ્મ ક્ષયના દરદમાં ઘણી ઉપયોગી છે. માત્રા ૧ થી ૨ રતી | ૨૫–૦–૦ |
| **અભ્રકભસ્મ**—(સોપુટી) | ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૧ થી ૩ રતી, મધમાં દિવસમાં ત્રણ વખત લેવી | ૧૦–૦–૦ |
| **અભ્રકભસ્મ**—(નિશ્ચંદ્ર) | ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૨ થી ૪ રતી, મધ સાથે લેવી. | ૫–૦–૦ |

**સહસ્ત્ર પુટી અભ્રકભસ્મ તૈયાર થાય છે. આ ઉપરની ભસ્મ, વજ્રાભ્રકની બનાવેલી છે.**

| | | |
|---|---|---|
| **કાન્તલોહભસ્મ**— | પાંન્ડુમાં, ક્ષય, અગ્નિમંદ, અશક્તિ, ધાતુની નબળાઇ, હૃદયના રોગ, શ્વાસ, સોજા, વાયુ, વિગેરે, માત્રા ૧ થી ૩ રતી, મધ પીપરમાં | ૫–૦–૦ |
| **લોહભસ્મ**— | નં. ૧ ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૧ થી ૪ રતી. | ૪–૦–૦ |

**લોહભસ્મ**—નં. ૨ ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૨ થી ૪ રતી. ૨–૮–૦

**બંગભસ્મ**—નં. ૧ પ્રમેહ, પ્રદર, શ્વાસ, ક્ષય, વીર્યસ્રાવ, મગજની નબળાઇ. માત્રા ૧ થી ૩ રતી માખણ સાથે ૫–૦–૦

**નાગભસ્મ**—( સીસાની ભસ્મ ) પાન્ડુ, પ્રમેહ, ક્ષય, અશક્તિ, પેસાબનાં દરદો ઉપર સારૂં કામ કરે છે. માત્રા ૧ થી ૩ રતી. માખણ સાથે. ૫–૦–૦

**જસતભસ્મ**—પ્રદરરોગ, કમતાકાદ, પાન્ડુ, પિત્ત, કફશ્વાસ, ઉન્માદ, હિસ્ટીરીઆ, મગજની નબળાઇ, જીર્ણજ્વર, વિગેરે. માત્રા ૧ થી ૨ રતી. ૫–૦–૦

**રૌપ્યભસ્મ**—( રૂપાની ભસ્મ ) ગુલ્મ, શ્વાસ, પાન્ડુ, ક્ષય, શ્વાસ, ધાતુદોષ, દાહ, પિત્ત, પ્રમેહ. માત્રા ૧ થી ૨ રતી માખણ સાથે. ૧૦–૦–૦

**તામ્રભસ્મ**—(ત્રાંબાની ભસ્મ) શ્વાસ, કાસ, પાંન્ડુ, હ્રદયના રોગ, ને દમ ઉપર ઘણી અકસીર છે. માત્રા ૧ થી ૨ રતી મધ કે ઘી સાકરમાં. ૫–૦–૦

**મંડુરભસ્મ**—પાંડુરોગ, કમળો, બરોળની ગાંઠ, સોજા, રક્તવિકાર. માત્રા ૩–૬ રતી. ૧–૦–૦

**પ્રવાળભસ્મ**—મૂત્રરોગ, ક્ષય, અશક્તિ, જુનો મધુ પ્રમેહ, શુક્રદોષ, વીર્યસ્રાવ માટે ઉપયોગી છે. માત્રા ૩–૬ રતી. મધ સાથે. ૧–૦–૦

---

**પ્રવાળપિષ્ટ**—ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૩–૬ રતી. ૧–૦–૦

**સુવર્ણમાક્ષીકભસ્મ**—પાન્ડુ, કમળો, હૃદયરોગ, સોજા, જીર્ણ, પ્રમેહ, હરસ, કુષ્ઠ, સ્ત્રીઓના ગર્ભાશયના રોગ, કસુવાવડથી અશક્તિ માટે સારી છે. માત્રા ૨–૬ રતી. મધ પીપર સાથે. ૨–૦–૦

**ચતુરબંગભસ્મ**—શુક્રદોષ, શ્વાસ, કાસ, વીર્યસ્ત્રાવ, નબળાઇ, ધાતુ પાતળી પડવી, વિગેરે માટે. માત્રા ૧–૩ રતી. મધમાં. ૫–૦–૦

**સાબ્રશૃંગભસ્મ**—( સાબરશીંગાની ) શ્વાસ, શૂળ, કફ, રક્તાતિસાર, દમ, રક્તપિત્ત, ખાંસી વિગેરે. માત્રા ૧–૩ રતી. ૦–૮–૦

**શંખભસ્મ**—ગુલ્મ, શૂળ, મંદાગ્ની, અજીર્ણ, કફ ઉપર માત્રા ૨–૪ રતી. મધ લીંબુના રસ. ૧–૮–૦

**મુક્તિભસ્મ**—શ્વાસ, શૂળ, ધાતુ તથા જ્ઞાનતંતુની નબળાઇ માટે સારી છે. માત્રા ૨–૪ રતી. માખણમાં. ૧–૦–૦

| **રસમાત્રાઓ** | **રોગ** | **કિંમત તો. ૧ ની** |
|---|---|---|
| | | **રૂ. આ. પા.** |

**પુર્ણચંદ્રોદયરસ**—( સુવર્ણધટીત ) પરમ પુરૂષત્વ આપે છે. ધાતુની નબળાઇ. નપુંસકપણું, કમતાકાદ ને શક્તિની સર્વોત્તમ દવા છે. માત્રા ૧–૨ રતી. અનુપાન, કપુર, જાયફળ, લવીંગ, કસ્તુરી, પીપર તથા પાનના રસમાં ગોળી વાળવી. ૫૦–૦–૦

---

**ચંદ્રોદયરસ**—શકતી આપે છે ને ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૧–૨ રતી. ૨૫–૦–૦

**ચંદ્રોદયની ગોળી**—( અનુપાન સાથેની ) ગુણ ઉપર પ્રમાણે. માત્રા ૧–૨ ગોળી. ૧૨–૦–૦

**સુવર્ણ વસંતમાલિની**—ક્ષય, દમ, ખાંસી, અશક્તિ, ધાતુગતજવર, મંદાગ્નિ, વિષમજવર વિગેરે માટે. માત્રા ૧–૨ રતી. મધ પીપરમાં, આ શીયાળામાં લેવાથી શક્તિ વધે છે. આમાં સોનુ, મોતી, જસતભસ્મ આવેછે. ૧૬–૦–૦

**પંચામૃતપર્પટી**—સંગ્રહણી, પાન્ડુ, મંદાગ્નિ, જીર્ણજવર, અશક્તિ, સોજા, આ સંગ્રહણીના લાસ દરદીને પણ સુધારે છે. માત્રા ૧–૩ રતી. છાસ પીવી. ૫–૦–૦

**રસપર્પટી**—સંગ્રહણી, પાંડુ, અસક્તિ માટે. માત્રા ૨–૪ રતી. ૪–૦–૦

**તામ્રપર્પટી**—ક્ષય, સન્નીપાત, પાન્ડુ, શૂળ, કુષ્ઠરોગ, પ્રમેહ, વાત, પિત્તદોષ, શ્વાસ, દમ, સંગ્રહણી, માત્રા ૧ વાલ ૪–૦–૦

**રાજમૃગાંકરેસ**—ક્ષય, શ્વાસ, કાસ, પાન્ડુ, જવર, અતિસાર, અસક્તિ માટે. માત્રા ૧–૨ રતી. ૧૦–૦–૦

**રસસિંદુરરસ**—ગરમી, ઉપદંશ, અસક્તિ માટે. માત્રા ૨–૪ રતી. ૪–૦–૦

**લક્ષ્મીનારાયણ રસ**—સન્નિપાત, સંગ્રહણી, શૂળ, આંચકી, સૂતિકાદોષ વિગેરે. માત્રા ૧–૨ ગોળી. ૧૦–૦–૦

---

**ગર્ભપાળ રસ**—ગર્ભિણી સ્ત્રીઓના સર્વ રોગ મટાડી ગર્ભનું પોષણ કરે છે, કસુવાવડ થતી અટકે છે, માત્રા ૧—૩ રતી. દ્રાક્ષના પાણી સાથે. ૪—૦—૦

**લોકનાથ રસ**—ક્ષય, ખાંસી, દમ, રક્તપિત્ત, અતિસાર, શ્વાસ માટે. માત્રા ૧—૨ રતી, મધ, પીપરમાં. ૪—૦—૦

**ગ્રહણીકપાટ રસ**—સંગ્રહણીના ઝાડા, અતિસાર માટે. માત્રા ૧—૨ રતી. ૪—૦—૦

**ત્રિભુવનકીર્તિ રસ**—સર્વ પ્રકારના જ્વર, દરેક જાતના તાવ, સન્નિપાત માટે. માત્રા ૧—૨ રતી. ૧—૦—૦

**કનક સુંદર રસ**—સંગ્રહણી, જ્વર, મંદાગ્નિ, અતિસાર વિગેરે માટે. માત્રા ૧—૨ રતી. મધ સાથે. ૧—૦—૦

**આનંદભૈરવ રસ**—સર્વાતિસાર, વાયુપ્રકોપ, અતિસાર જ્વર માટે. માત્રા ૧—૨ રતી. આદુનો રસ. ૧—૦—૦

**જ્વરમુરારી રસ**—ઝાડાની કબજીયાત નવીન જ્વર માટે માત્રા ૧—૩ રતી. મધ, આદુનો રસ. ૧—૦—૦

**ઇચ્છાભેદી રસ**—દસ્તની કબજીયાત, આફરો, મળાવરોધ, ઉદરરોગ, પક્ષઘાત, સોજા, એ રોગોમાં સખ્ત જુલાબની જરૂર પડે ત્યારે માત્રા ૧—૨ ગોળી. ૧—૦—૦

**પંચવક્ર રસ**—સન્નિપાત, ત્રિદોષજ્વર, શ્વાસ, ખાંસી, માટે માત્રા ૧—૨ રતી. તુળસીના રસમાં. ૧—૦—૦

**ભૈરવ રસ**—શ્વાસ, ખાંસી, દમ, ક્ષય, જ્વર વિગેરે માટે માત્રા ૧—૨ ગોળી. આદુના રસમાં. ૧—૦—૦

---

**ગ્રહણીગજકેસરી રસ**—સંગ્રહણી, અતિસાર, અગ્નિમાંદ્ય, શૂળ, પાંન્ડુ, ઝાડાના રોગ માટે. માત્રા ૧—૨ રતી. છાસ સાથે. ૪–૦–૦

**પાસુપત રસ**—અતિસાર, સંગ્રહણી, વાત, પિત્ત, કફ, અજીર્ણ, શૂળ માટે. માત્રા ૨—૩ રતી. ૧–૦–૦

**સંભુનાથ રસ**—સખ્ત સંગ્રહણી, અતિસાર, ક્ષય, શ્વાસ, કાસ, જ્વર, અશક્તિ માટે ઘણો સારો છે. માત્રા ૧—૨ રતી. ૪–૦–૦

**અગ્નિકુમાર રસ**—શૂળ, અજીર્ણ, મંદાગ્નિ, અશક્તિ માટે. માત્રા ૧—૨ રતી. ૧–૦–૦

**દુગ્ધવટી**—સંગ્રહણી, સોજા, મંદાગ્નિ વિગેરે માટે ફક્ત દુધ પીને જ રહેવું. માત્રા ૨ રતી. ૧–૦–૦

**કેસરાદી**—(દેવકુસુમાદી) ગરમી, ઉપદંશ, વિષ્ફોટક, ચામડીના રોગો, વ્રણ, ફિરંગીવાયુ, માત્રા ૨–૪ ગોળી. ઘી, સાકરમાં ગળી જવી. ૪–૦–૦

**ગંધકરસાયણ**—ખસ, હરસ, વીર્યદોષ, વાતરક્ત, પ્રમેહ, ક્ષય, કુષ્ઠરોગ, શૂળ, મંદાગ્નિ, હૃદયના દરદો મટાડી લોહી શુદ્ધ કરે છે. આ પ્લેગની રૂતુમાં ખાસ સેવન કરવા લાયક છે. માત્રા ૨—૪ વાલ. ઘી, સાકરમાં. ૨–૦–૦

**દિવ્યગંધક**—મંદાગ્નિ, કુષ્ઠ, વીર્યદોષ, ધાતુક્ષય, પ્રમેહ લોહીના વિકાર મટાડે છે, પ્લેગની રૂતુમાં આવો ઉપયોગ ઠીક છે. ૧–૦–૦

---

**ગંધકવટી**—શૂળ, સંગ્રહણી, આમદોષ, ગોળો, વિશૂચિકા વિગેરે મટાડી ભુખ લાગે છે, પ્લેગની રૂતુમાં આ ગોળી સર્વોત્તમ છે. માત્રા ૧—૨ ગોળી. ૦–૮–૦

**શંખવટી**—અજીર્ણ, ગોળો, શૂળ, કોલેરા માટે. માત્રા ૧–૨ ગોળી. ૦–૮–૦

**આરોગ્યવર્ધની**—સર્વ જાતના ઉદરરોગ, કુષ્ટ, સોજા, સૂતિકા રોગ માટે. માત્રા ૨—૪ વાલ. દુધ સાથે લેવી. ૨–૦–૦

**અશ્વચોળી**—મળ શુદ્ધિ કરે છે, ત્રિદોષજ્વરને મટાડે છે. માત્રા ૧—૪ ગોળી. ૧–૦–૦

**ચંદ્રપ્રભાવટી**—( સીલાજીતવાળી ) વીશ પ્રકારના પ્રમેહ, દાહ, ગરમી, તાવ માટે. માત્રા ૧–૨ ગોળી. દુધ સાથે. ૧–૦–૦

**મહાયોગરાજ ગુગળ**—સર્વ પ્રકારના સ્ત્રીઓના ઋતુદોષ, ધાતુદોષ, પ્રમેહ, ગુલ્મ, વાતરક્ત, વંધ્યત્વ, હિસ્ટીરીઆ, માત્રા ૨—૮ વાલ. મધમાં. ૨–૦–૦

**લઘુયોગરાજ** (ચૂર્ણ) ગુણ ઉપર પ્રમાણે. માત્રા તો ૦।–૦।। ૦–૪–૦

**સિંહનાદ ગુગળ**—વાત, બંધકુષ્ઠ, લોહી બિગાડ, સર્વ પ્રકારના વાયુ, આમવાત, ગુલ્મ, શૂળ માટે. માત્રા તો. ૦। ૦–૪–૦

**કન્યા લોહાદિ ગુટીકા**–ઋતુ નિયમીત લાવે છે. માત્રા વાલ ૨. ગોળના પાણી સાથે. ૦–૮–૦

---

**વૈદશાસ્ત્રી રવિશંકર મોતીરામ—પાટણ.**

| ચુર્ણો. | કિંમત તો. ૧ ની<br>રૂ. આ. પા. |
|---|---|
| **અજીર્ણાંકુશ**—અજીર્ણના વિકાર, કોલેરા, ઉલટી, ચુંક, મોળ, અમ્લપિત્ત માટે માત્રા તો. ०।—०॥ | ૦-૨-૦ |
| **આકાર કરભાદી ચુર્ણ**—ધાતુનું સ્થંભન કરે છે. વીર્યસ્રાવ બંધ કરે છે. માત્રા ૧—૨ વાલ. મધ સાથે | ૧-૦-૦ |
| **કફશાર્ણ**—જીર્ણ જવર, ખાંસી, કફ, શરદી, માત્રા વાલ ૨. મધ સાથે | ૦-૨-૦ |
| **ચોસઠ પ્રહોરી પીપર**—દમ, શ્વાસ, કફ, શરદી, શીતાંગ માટે. માત્રા ૧—૨ વાલ. મધ સાથે | ૧-૦-૦ |
| **મદ્ધ ગંગાધર ચુર્ણ**—મરડો, ઝાડો, સંગ્રહણી, અતિસાર માટે, માત્રા ०। તો. ચોખાના ધોવણ સાથે. | ૦-૨-૦ |
| **વડનાવળ ચુર્ણ**—મંદાગ્નિ મટાડી ભુખ લાગે છે, માત્રા ૨—૮ વાલ | ૦-૨-૦ |
| **હિંગાષ્ટક ચુર્ણ**—મંદાગ્નિ, વાયુ, ચુંક, અજીર્ણ, આફરો, મોળ, માત્રા તો. ०। પાણી સાથે | ૦-૨-૦ |
| **ત્રીફળા ચુર્ણ**—પાંડુ, કમળો, લોહી બીગાડ, મળાવરોધ, માથાની ગરમી, માત્રા તો. ०। | ૦-૨-૦ |
| **શિતોપલાદિ ચુર્ણ**—શ્વાસ, ખાંસી, ક્ષય, અગ્નિમાંધ, જીર્ણતાવ, માત્રા તો. ०। મધ કે ઘીમાં. | ૦-૪-૦ |
| **સરસ્વતી ચુર્ણ**--ઉન્માદ, અપસ્માર, મગજના રોગો | |

મટાડી, બુદ્ધિ તથા સ્મરણ શક્તિ વધારે છે. માત્રા તો. ૦।, મધ તથા ઘીમાં. ૦–૪–૦

વિડંગતન્દુલ ચુર્ણ—ગરમીનાં દરદો, ચામડીનાં દરદો, છાતીનાં દરદો, વિગેરે જુદા જુદા અનુપાનથી તમામ દરદો મટે છે. માત્રા તો. ૦।।—૧ ૦–૪–૦

વિષમુષ્ટી ચુર્ણ—આંગળાંનો વા, વાત, નસોની નબળાઇ, પેટનો વાયુ, માત્રા ૧—૩ રતી. ૦–૪–૦

શિવા ચુર્ણ—અનાજને પચાવી દસ્ત સાફ લાવે છે. માત્રા તો. ૦। પાણી સાથે. ૦–૨–૦

મહાસુદર્શન ચુર્ણ—સર્વ પ્રકારના તાવ, મંદાગ્નિ, બંધકોશ તથા સર્વહર છે. માત્રા તો. ૦।, ગોળના પાણી સાથે. ૦–૨–૦

લઘુસુદર્શન ચુર્ણ—ગુણ ઉપર પ્રમાણે, માત્રા. તો ૦। ૦–૧–૦

**આસવ. રિષ્ટ. રૂ. આ. પા. કિંમત તોલા ૪૦ ની**

રૂ. આ. પા.

કુમારીકાસવ નં. ૧ બરોળ, ગુલ્મ, સ્ત્રીઓના ઋતુદોષ, ખાંસી, શ્વાસ, ક્ષય, ઉદરના રોગ, માત્રા તો. ૧—૨ ૦–૨–૦

કુમારીકાસવ નં. ૨ ગુણ ઉપર પ્રમાણે, માત્રા ૧—૨ ૧–૮–૦

લોહાસવ—પાંડુરોગ, સોજા, ગુલ્મ, ઉદરરોગ, હરસ, સંગ્રહણી માટે. માત્રા તો. ૧—૨ ૨–૦–૦

વાસાસવ—દરેક જાતની ખાંસી, ક્ષય, ઉરૂક્ષત, કફ, જીર્ણજવર, શ્વાસ માટે, માત્રા તો. ૧-૨. ૨–૦–૦

**દ્રાક્ષાસવ**—(જુનો) ક્ષય, ખાંસી, શ્વાસ, શૂળ, અજીર્ણ, મંદાગ્નિ, જીર્ણજવર, અશક્તિ, અમ્લપિત્ત, આફરો, વિગેરે માટે તથા આ દવા પ્લેગના દરદીનું હૃદય મંદ કે બંધ પડવા લાગે ત્યારે આ વાપરવો ઘણો સારો છે—માત્રા તો. ૧–૨. ૨–૦–૦

**દ્રાક્ષાસવ**—(નવો) ગુણ ઉપર પ્રમાણે. ૧–૮–૦

**દસમુળારિષ્ટ**—અરૂચી, શ્વાસ, ઉધરસ, ગુલ્મ, ક્ષય, પાન્ડુ, હરસ, પ્રમેહ, ઉદરરોગ, વંધ્યત્વ, દોષ, અશક્તિ, તથા સ્ત્રીઓના સુવાવડના દરેક દરદો માટે ખાસ ઉપયોગી છે. માત્રા—તો. ૧–૨ ૩–૦–૦

**સત્વ—સુરમા.** રૂ. આ. પા. કિંમત તોલા ૧ ની

**ગળોનું સત્વ**—જીર્ણજવર, માથાની ગરમી તથા આંખની ગરમી, ધાતુદોષ, પ્રદર, રક્ત વિકાર માટે સારૂં છે. માત્રા ૧–૪ વાલ. ૦–૮–૦

**મોતીનો સુરમો**—(કાળો) આંખની ગરમી, ઝાંખ, ફુલુ, છારી મટાડી આંખનું તેજ વધે છે. ૪–૦–૦

**મોતીનો સુરમો**—(ધોળો) ગુણ ઉપર પ્રમાણે. ૨–૦–૦

**ચંદ્રોદયાવર્તિ**—ફુલુ, છારી, ઝાંખ, આંધળાપણું, માંસનું વધવું. ૧–૦–૦

**અવલેહ તથા પાક.** કિમંત તો. ૧૦ થી તો. ૪૦

| | રૂ. આ. પા. | રૂ. આ. પા. |
|---|---|---|
| **કંટકાર્યા અવલેહ**—સર્વ પ્રકારની ખાંસી, શ્વાસ, હેડકી, કફ, માત્રા તો. ૧–૨. | ૦–૧૦–૦ | ૨–૮–૦ |

**હરિતકી અવલેહ**—ખાંસી, ક્ષય, દમ, કફ, જવર, હરસ, અમ્લપિત્ત, મળાવરોધ. માત્રા ૧–૩ તોલા. ૦–૧૦–૦ ૨–૮–૦

**વાસાવલેહ**—ક્ષયની ખાંસી, જીર્ણ તાવ, લોહીની ઉલટી, રકતપીત્ત. માત્રા—તો. ૧–૩ ૦–૧૦–૦ ૨–૦–૦

**च्यवन प्रासावलेह**—(જીવન) આના સેવનથી વૃદ્ધ ચ્યવન મુની જુવાન બન્યા હતા. સ્ત્રી, પુરૂષોના ધાતુદોષ, નબળાઇ, ક્ષય, સંગ્રહણી, ઉરૂક્ષત, ખાંસી, કફ, ઉલટી, હરસ, જીર્ણ મરડો, મગજની અશકિત, કે કોઇપણ જાતની ધાતુની નબળાઇ માટે શક્તિવર્ધક આ જીવન બરોબરી એક પણ દવા નથી. માત્રા તો. ૧–૨ દુધ સાથે. ૦–૧૦–૦ ૨–૮–૦

**બદામનું કેસરી જીવન**—દરેક ગુણ ઉપર પ્રમાણે. પરંતુ મગજને પુષ્ટી આપનાર વિર્યવર્ધક. માત્રા—તો. ૧–૨ દુધ સાથે. ૦–૧૨–૦ ૩–૦–૦

**(સ્વાદિષ્ટ) જીવન નં. ૨**—આ જીવન બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓના દરેક રોગો માટે સર્વોત્તમ નિર્ભય દવા છે. માત્રા—તો. ૧–૨ ૦–૮–૦ ૨–૦–૦

**મુંસલીપાક**—ધાતુક્ષીણતા, અશક્તિ, અગ્નિમંદ, ખાંસી, દમ, પ્રમેહ. માત્રા—તો. ૨–૪ ૦–૮–૦ ૨–૦–૦

**શાલમપાક**—પૌષ્ટિક, વિર્યવર્ધક ને શક્તિવર્ધક છે. માત્રા—તો. ૨–૪ ૦–૮–૦ ૨–૦–૦

**બદામ પાક**—મગજને પુષ્ટી આપનાર વિર્યવર્ધક ને પૌષ્ટીક છે. માત્રા તો. ૨–૪ ૦–૧૦–૦ ૨–૮–૦

**સૌભાગ્ય સુંઠીપાક**—સુવાવડના દરેક રોગો, ઉલટી, જવર, દાહ, ખાંસી, કૃમી, વિગેરે માટે માત્રા તો. ૨–૪ ૦–૮–૦ ૨–૦–૦

બાકીની દરેક શાસ્ત્રોક્ત દવાઓ મળશે. સુચના–ઓર્ડર આપેલી દવા સ્ટોકમાં તૈયાર નહિ હશે તે આઠ દિવસની અંદર મોકલી આપીશું. ગ્રાહકે ખરીદેલી દવા પાછી લેવામાં આવશે નહિ.

## પેન્ટટ દવાઓ.

**બાળાગોળી**—આ ગોળીના સેવનથી બાળકની વરાધ, સસણી, આંચકી, ગળું પડવું, ઝાડા, ઝીણોતાવ, કફ, કરમીયા, ફિકાસ મટી નીરોગી બને છે ને તંદુરસ્ત થાય છે. આ કેફી કે માદક વસ્તુ નથી. માટે જરૂર વાપરો. કિં. ડબી ૧ નો રૂ. ૧–૦–૦

**બાર ગોળી**—બચ્ચાંને બાર રહેવો. આફરો, ઝાડાની કબજીયાત માટે સારી છે. કિં. ગોળી ૪ ની ડબીના રૂ. ૦–૪–૦

**સ્વાદિષ્ટ ચુર્ણની ગોળી**—જઠરાગ્ની સતેજ કરી ભુખ લાગે છે. અજીર્ણ, અરૂચી, મટાડી મુખ સ્વાદિષ્ટ થાય છે. કિંમત ડબી ૧ ના રૂ. ૦–૬–૦

**જુલાબની ગોળી**—દસ્તની કબજીયાત, મળાવરોધ, પેટનાં દરદો મટાડશે. કિં ડબી ૧ રૂ. ૦–૪–૦

---

**વૈદશાસ્ત્રી રવિશંકર મોતીરામ.**

ઠે. પીંઢારીયાવાડો,

**દવાશાળા–પાટણ.**

**માથાનો મલમ**—આ મલમ માથે ઘસવાથી શરદીથી ગમે તેવો માથાનો દુખાવો હશે તે મટશે. કિ. ડબીના ૦–૬–૦.

**દરાજનો મલમ**—આ મલમથી કાળી, લાલ, ગમે તેવી દરાજ મટે છે. કિ. ડબી ૧ ના રૂ. ૦–૬–૦.

**માથાનો પાઉડર**—આ પાઉડરથી ગમે તેવું માથું દુખતું હોય તો એક ચપટી સુંઘવાથી છીંક આવી તુરત મટી જશે.

**ગુલાબી દંતમંજન**—આ મંજન દાંતે ઘસવાથી મોંઢાની ગરમી, દાંતનું કળતર, અવાળું, સણકા વગેરે તુરત મટી જશે. મોઢું સુવાસિત થાય છે. કિ. ડબી ૧ ના ૦–૬–૦.

**કાળુ દંતમંજન**—આથી મોંઢાનાં તથા દાંતનાં દરેક દરદો મટશે. કિ. ડબી ૧ ના ૦–૬–૦.

**સ્થંભનવટી**—આ ગોળી વિર્યનું સ્થંભન કરે છે ને જતી ધાતુ રોકે છે. પ્રમાણ ૧–૨ ગોળી લઇ ઉકાળેલું દુધ, સાકર, ઇલાયચી, કેસર, ઘી નાખી પીવું. કિ. ડબી ૧ ના રૂ. ૨.

**દેશી સાર્સાપરિલા**—[ રકત શોધક દવા. ] આના સેવનથી ચામડીનાં દરદો, કંઠમાળ, ખસ, કે નારાં, ગરમીના રોગો મટાડી લોહી શુદ્ધ કરે છે, પાચનક્રિયા સુધારે છે, સ્ત્રીઓના કોઠાની ગરમી મટાડે છે. કિ. શીશીનો રૂ. ૧.

બહારગામના કોઇ પણ લાંબા વખતથી રીબાતા માંદા દરદીને દરદ મટે તેવી સલાહ મફત આપીશું. રીપ્લાઇ પત્ર લખો.

---

**इ. आ. फा.**

**વૈદશાસ્ત્રી રવિશંકર મોતીરામ.**

ઠે. પીંઢારીયાવાડો,

દવાશાળા, **પાટણ.**

## फाईन फिवर मिक्श्चर રૂ. ૧૦૦ ઇનામ.

**અમારી દવામાં તાવ મટાડવાનો ગુણ નથી, તેમ ખાસ સાબિત કરનારને ઇનામ મળશે.**

## તાવની ચમત્કારી રામબાણ દવા

ગમે તેવી જાતના તાવને એકજ દિવસમાં નાબુદ કરે છે. ચોથીઓ, એકાંતરીઓ, ટાઢીઓ કે ઉના તાવને આ દવા જલદી મટાડી શક્તિ આપે છે. તેમ પ્લેગની રૂતુમાં પ્લેગના તાવને ઝટ મટાડી જંતુનો નાશ કરે છે ને શીથીલ પડેલા શરીરને સતેજ કરે છે. પ્લેગની ખરાબ હવામાં સાજા માણસોએ પણ વાપરવાથી તાવનો ભય રહેશે નહિ. કિંમત શીશી ૧ ના રૂ. ૦-૧૨-૦ બાર આના. દવા લેવા ખાલી શીશી લાવશો તો ચાર ઔંસ દવાના આઠ આના, રૂ. ૧ ની આઠ ઔંસ.

**इ. आ. फा.** ઇન્ડીઅન આયુર્વેદિક ફાર્મસી.

---

**પ્લેગહર પીલ્સ**—આ ગોળી લેવાથી દરેક જાતના પ્લેગનાં દરદો નષ્ટ કરે છે ને શરીર સતેજ કરે છે. પ્લેગની રૂતુમાં સાજા માણસોને પણ વાપરવી યોગ્ય છે. કિંમત તોલા ૧ નો રૂ. ૧.

---

**स्त्रीओनुं अमृत**—સ્ત્રીઓના તમામ રોગો માટે વાપરવું. સ્ત્રીઓના દરેક વ્યાધીમાં ઘણોજ ફાયદો આપે છે. શ્વેત પ્રદર, રક્ત પ્રદર કે ધુપણી, માસિક અટકાવનો દોષ, કસુવાવડ, ગર્ભાશયની

---

ગરમી, વિગેરે દોષથી ગર્ભ નહિ ટકવો. કમરમાં કળતર, ફાટ હિસ્ટીરીઆ, ઉલટી, અરૂચી, શરીરની ફિકાસ, નબળાઇ વિગેરે કિંમત બાટલી ૧ નો રૂ. ૧) (ત્રણની જરૂર પડશે.)

**इन्डिअन आयुर्वेदिक फार्मसी.**

---

મળવાનું ઠેકાણું.

**વૈદ્યશાસ્ત્રી રવિશંકર મોતીરામ—પાટણ. ઉ. ગુજરા**

ઠે. પીંઢારીયાવાડામાં, દવાશાળા.